સ્વર્ગસ્થ.

શા. ચુનીલાલ જગજીવનદાસ

ના

સ્મર્ણાર્થે

ભેટ.

# સ્તવનાવળી

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. ચુનિલાલ મગનલાલ

બુકસેલર.

પ્રત ૧૦૦૦

પ્રસિધ્ધ કરવાનું ઠે. હીમડાચોક સુરત.

સંવત ૧૯૭૩.

સ્વર્ગસ્થ, શા. ચુનીલાલ જગજીવનદાસના સમર્પણાર્થે.

ભેટ.

# સ્તવનાવળી

प्रभु दर्शन सुख संपदा, प्रभु दर्शन नवनिद्ध,
प्रभु दर्शनथी पामीए, सकळ पदार्थ सीद्ध.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. ચુનિલાલ મગનલાલ બુકસેલર.

લીમડાચોક—સુરત.

સુરત ચૌટાના પુલ ઉપર, ટાંકી પાસે આવેલા "શંકર"
પ્રીન્ટીંગ પ્રેસમાં, નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી.

# આ નાનકડી બુક વિષે બે બોલ!

સ્વર્ગસ્થ સદગ્રહસ્થ શા. ચુનિલાલ જગજીવનદાશની ઇચ્છા આ બુક છપાવી પોતાની જ્ઞાતીમાં વ્હેંચવાની હતી. પરંતુ તેઓ દૈવઇચ્છાથી પોતાની ઇચ્છા પુરી કરી ન શકયા, આ ચોપડી તેઓનાં હાથનાંજ લખેલાં સ્તવન ઉપરથી છપાવેલી છે. જેમાં શુધ્ધ અશુધ્ધનું હમોને પુરતું જ્ઞાન નથી પરંતુ બનતા પ્રયાસે જાણકાર વિદ્વાન પાસે સુધરાવી શુધ્ધ કરેલ છે. એટલે અશુધ્ધનો દોષ એમાં નહિજ હશે. સ્વર્ગસ્થ હમારાં મુરબ્બી હતાં, જેમનાં મરણથી હમો અંતઃકરણપુર્વક દીલગીર છીયે. દૈવ ઇચ્છા આગળ કોઇનુંજ ચલણ નથી એટલે લાચાર! આ બુકમાં સ્વર્ગસ્થનો ફોટો મુકવામાં આવ્યો છે, અને તેઓનાં સ્મરણાર્થેજ આ બુક છપાવી તેઓની ઇચ્છા મુજબ વ્હેંચવાની ગોઠવણ કરી છે! સ્વર્ગસ્થ ઘણાંજ મીલનસાર, પ્રમાણીક, તથા ઉદાર જીવવાળાં હતાં. પરમાત્મા તેમનાં અમ્મર આત્માને અખંડ શાંન્તિ આપો!!

લી.

પ્રસિદ્ધ કર્તા.



## સમર્પણ.

# રા. રા. હિરાલાલ છગનલાલ ચોકશી.

બેગમપુરા રોડ, ભુલા મોદીનો ચકલો–સુરત.

### સવૈયા: દોહરા.

**શા**ન્તિ તણાં સેવક છો સાચા, સદ્દગુણનાં છો ગુણભંડાર,
**હિ**તરસી છો હેતસ્વીનાં. દક્ષપરિક્ષક દિલ ઉદાર.
**રા**ગ દ્વેશ નાં જાણો જરીયે, છો નિજ* ધર્મના પાલનહાર,
**લા**યક છો અતિ લઘુવયમાં, જીવજો વર્ષ ક્રોડ હજાર.
**લ**ક્ષ્મી (મોતી) તણાં છો લાડકવાયાં, ચૂનિલાલનાં છો દોહિત્ર,
**છ**ગનભાઈનાં શ્રેષ્ઠ પુત્ર તમે, મિત્ર તણાં તો છો સન્મિત્ર.
**ગ**ણેલ ભણેલ વિધ્યારશવેતા, ધર્મ કર્મમાં પરંમ પવિત્ર,
**ન**ગણતાં કદી ભિન્ન ભાવજરા માં, થઈ રહેતાં સૌનાં સન્મિત્ર.
**લા**ખમાં શાખ હમ્મેજ અતિ, થજો લાખો તણાં તમે માલીક પુરા,
**લ**ક્ષ્લબ્ધિ લાભ મળો બહુ તમને, સુખ ભોગવો સહુ સંસારે સુરા.
**ચો**દીશે વધો કિર્તીજ અતી, પામો, માન અને સન્માનજ પુરા,
**ક**રૂં અમ્મર નામ, "સ્તવન"માં સુંદર, સ્નેહ સહિત સ્વીકારો સુરા.
**સી**. એમ. શાહ તણી આ "ઉર્મી" અસ્તુ,, હજો શ્રી દેવકૃપાથી,
સફળ થજો સૌ ઈચ્છીત ઈચ્છા "હીરાભાઈ"ની ઈષ્ટ કૃપાથી.

**સુરત.**
**સંવત ૧૯૭૩.**
**અક્ષયત્રીજ.**

લી. આપનો સ્નેહાધીન
મિત્ર,
**શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર.**

॥ श्री जिनेश्वरो जयति ॥

## श्री जैन स्तवनावली ।

प्रभु दर्शन सुख सर्वदा, प्रभु दर्शन नवना‍ ,
प्रभु दर्शनथी पामीए, सकळ पदार्थ सीद्ध.

# अथ चैत्य वंदन.

આજ દેવ અરીહંત નમું, સમરૂં તોરૂં નામ,
જ્યાં જ્યાં પ્રતીમા જીન તણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ.
શેત્રુંજય શ્રી આદિ દેવ, નેમ નમું ગીરનાર,
તારંગે શ્રી અજીતનાથ, આબુ રીખવ જુહાર.
અષ્ટાપદ ગીરિ ઉપરે, જીન ચોવીશી જોડ,
મણીમય મૂરત માનશું, ભરતે ભરાવી સોય.
સમેતશીખર તીરથ વડો, જ્યાં વસે જીનપાય,
વૈભાર ગીરીવર ઉપરે, વિર જીનેશ્વર રાય.
માંડવગઢનો રાજીયો, નામે દેવ સુપાશ,
રીખવ કહે જીન સ્મરતાં, પહોંચે મનની આશ.

( ૨ )

પદ્મ પ્રભુ ને વાસુપુજ્ય, દોય રાતા કહીએ,
ચંદ્રપ્રભુને સુવીધીનાથ, દોય ઉજ્વળ લહીએ.

મલ્લીનાથ ને પાર્શ્વનાથ, હોય નીલા નીરખા,
મુની સવ્રત ને નેમનાથ, હો અંજન સરીખા.
સોળે જીન કંચન શમાએ, એહવા જીન ચોવીસ,
ધીર વીમળ પંડીત તણો, જ્ઞાન વીમળ કહે શીસ.

( ૩ )

વીમળ કેવળજ્ઞાન કમળા કલીત ત્રીભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ નમો આદ્યજીનેશ્વરં.
વીમળ ગીરીવર શ્રૃંગ મંડણ પ્રવરગુણગણ ભુધરં;
સુર અસુર કીન્નર કોડી સેવીત નમો આદ્યજીનેશ્વરં.
કરતી નાટક કીન્નરી ગણ ગાય જીનગુણ મનહરં;
નીરજરા વળી નમે અહોનીશ નમો આદ્યજીનેશ્વરં.
પુંડરિક ગણપતિ સીધ્ધી સાધ્રી કોટી પણ મુનિ મનહરં;
શ્રી વીમળ ગીરીવર શ્રૃંગ સિધ્ધા નમો આદ્યજીનેશ્વરં.
નીજ સાધ્ય સાધન સુર મુનિવર કોડીનંત એ ગીરીવરં;
મુગતિ રમણી વર્યાં રંગે નમો આદ્યજીનેશ્વરં.
પાતાળ નર સુરલોકમાંહિ વીમળ ગીરીવર તો પરં;
નહીં અધીક તીરથ તીરથપતી કહે નમો આદ્યજીનેશ્વરં.
એમ વિમળ ગીરીવર શીખર મંડણ દુખ વીહંડણ ધ્યાઇએ;
નીજ શુધ્ધ સતા સાધનાર્થં પરમજ્યોતીને પાઇએ.
જીત મોહ કોહ વીછોહ નીદ્રા પરમ પદ સ્થીત જય કરં;
ગીરીરાજ સેવા કરણ તત્પર પદમ વીજય સુહીતકરં.

# તિર્થમાળ સ્તવન.

શેત્રુંજ્યે રીખવ સમોસર્યા, ભલા ગુણ ભર્યારે,
સિધ્યા સાધુ અનંત, તિરથ તે નમુંરે.
ત્રણ કલ્યાણુક ત્યાં થયા, મુગતે ગયારે,
નેમીશર ગીરનાર, તિરથ તે નમુંરે.
અષ્ટાપદ એક દેહરે, ગીરિ સેહેરારે,
ભરતે ભરાવ્યાં બીંબ, તિરથ તે નમુંરે.
આબુ ચોમુખ અતી ભલો, ત્રીભુવન તીલોરે,
વિમળ વસે વસ્તુપાલ, તિરથ તે નમુંરે.
સમેતશીખર સોહામણો, રળીઆમણોરે,
સિધ્યા તિર્થંકર વીસ તિરથ તે નમુંરે.
નગરી ચંપા નીરખીએ, હયડે હરખીએરે,
સિધ્યા શ્રી વાસુપુજ્ય, તિરથ તે નમુંરે.
પૂર્વ દીશા પાવાપુરી, રીધ્ધીએ ભરીરે,
મુગતી ગયા મહાવીર, તિરથ તે નમુંરે.
જેસલમીર જુહારીએ, દુઃખ વારીએરે,
અરીહંત બીંબ અનેક, તિરથ તે નમુંરે.
વાંકાનેરજ વંદીએ, ચીરંજી દીએરે,
અરીહંત દેહરાં આઠ, તિરથ તે નમુંરે.
સોરીસરો સંખેસરો, પંચાસરોરે,

ફલોધી થંભણુ પાસ, તિરથ તે નમુંરે.
અંતરીખ અજાવરો, અમીઝરોરે,
જીરાવલો જગનાથ, તિરથ તે નમુંરે.
ત્રીલોકદીપક* દેહરો, જાત્રા કરોરે,
રાણકપુર શહેર, તિરથ તે નમુંરે.
નાહુલાઈ જાદવો, ગોડી સ્તવોરે,
શ્રીવર કાણા પાસ, તિરથ તે નમુંરે.
નંદીશ્વરના દેહરાં, બાવન ભલાંરે,
રૂચક કુંડળ ચાર ચાર, તિરથ તે નમુંરે.
સાસ્વતિ અસાસ્વતી, પ્રતીમા છનીરે,
સ્વર્ગ મૃત્યુ પાતાળ, તિરથ તે નમુંરે.
તિરથ જાત્રા ફળ ત્યાંહાં, હોજો મુજ ઈહાંરે,
સમય સુંદર કહે એમ, તિરથ તે નમુંરે.

(૫)

મારે દીવાળીરે થઈ આજ, પ્રભુ મુખ જોવાને,
સર્યાં સર્યાંરે સેવકના કાજ, ભવદુઃખ ખોવાને.
મહાવીરસ્વામી જુગતે પોંચ્યા, ગૌત્તમ કેવળજ્ઞાનરે,
ધન અમાસ દીવાળી મારે, વીર પ્રભુ નીરવાણ.

જીનમુખ જોવાને.

ચારીત્ર પાલ્યા નિરમલા ને, ટાળ્યા વિષય કપાય.
એવા મુનીને વંદીએ જે ઉતારે ભવપાર

જીનમુખ જોવાને.

બાકુલા બોહરા વીરજીને, તારી ચંદન બાળારે,
કેવળ લઇ પ્રભુ મુગતે પોચ્યા, પામ્યા ભવનો પાર
જીનમુખ જોવાને.
એવા મુનીને વંદીએ જે, પંચજ્ઞાનને ધરતા રે,
સમોવશરણ દઇ દેશના, પ્રભુ તાર્યા નર ને નાર
જીનમુખ જોવાને.
ચોવીશમા જીનેશ્વરૂને મુગતી તણા દાતારરે,
કર જોડી કવી એમ ભણેરે, પ્રભુ દુનીયા ફેરા ટાળ
જીનમુખ જોવાને.

( ૬ )

સિધારથનારે નંદન વીનવું, વીનતડી અવધાર,
ભવમંડપમાંરે નાટક નાચીયો, હવે મુજ દાન દેવરાવ—સિધારથ.
ત્રણ રત્ન આપો મુજ તાતજી, જેમ નાવે સંતાપ,
દાન દહુંતારે પ્રભુ કોસલ કરે, આપો પદ્ધી આપ—સિધારથ.
ચરણ અંગુઠેરે મેરૂ કંપાવીઓ, મોડયા અસુરનાજ નામ,
અષ્ટ કરમના તે ઝઘડા જીતવા, દીધાં વરસીજ દાન—સિધારથ.
વાચક શીખરે કીરતી વીજયગુરૂ, પ્રણમું તાશ પ્રસાય.
ધરમ તણા એ જીન ચોવીશમાં, વિનય વિજય ગુણ ગાય—સિધારથ.

( ૭ )

માતા મરૂદેવીના નંદ, દેખી તારી સુરતિ મારૂં મન લોભાણુંજી,
મારૂં દીલ લોભાણુંજી, દેખી તારી સુરતી મારૂં મન લોભાણુંજી.

કરૂણાનાગર, કરૂણાસાગર, કાયા કંચનવાન,
ધોરી લાંચન પાઉલે કાંઈ, ધનુષ પાંચસે વાન.
માતા મરૂદેવીના નંદ.
ત્રીગડે બેસી ધરમ કહંતા, સુણે પરખદા બાર,
જોજન ગાયની વાણી મીઠી, વરસંતી જળધાર
માતા મરૂદેવીના નંદ.
ઉરવંશી રૂડી અપશરા ને, રાયા છે મનરંગ,
પાએ નેપુર ઝણઝણે, કાંઇ કરતી નાટારંગ
માતા મરૂદેવીના નંદ.
તુંહી બ્રહ્મા તુંહી વીધાતા, તું જગતારણહાર,
તુજ સરીખો નહી દેવ જગતમાં, અરવડીયાં આધાર
માતા મરૂદેવીના નંદ.
તુંહી ભ્રાતા, તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ,
સુરનર કીન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ
માતા મરૂદેવીના નંદ.
શ્રી સિધ્ધાચળ તિરથ કેરો, રાજા રીખભ જીણુંદ,
કીર્તી કરે માણેક મુની તારી, ટાળો ભવના ફંદ
માતા મરૂદેવીના નંદ.

(૮)

# ગૌત્તમસ્વામીનો છંદ.

વીર જીનેશ્વર કેરો શીશ, ગૌત્તમ નામ જપો નીશદીશ,
જો કીજે ગૌત્તમનું ધ્યાન, તો ઘર વીલશે નવે નીધાન.

ગૌત્તમ નામે ગીરીવર ચડે, મન વાંછીત હેલા સંપજે,
ગૌત્તમ નામે ના આવે રોગ, ગૌત્તમ નામે સર્વ સંજોગ.
જે વેરી વીર વા વંકડા, તસ્ય નામના આવે ઢુંકડા,
ભૂત પ્રેત નવી મંડે પ્રાણ, તે ગૌત્તમના કરૂં વખાણ.
ગૌત્તમ નામે નીર્મળ કાય, ગૌત્તમ નામે વાધે હાઉ,
ગૌત્તમ જીન શાસન શણગાર, ગૌત્તમ નામે જયજયકાર.
શાલ દાલ શું રહા ઘૃટ ગોળ, મનવાંછીત કાપડ તંબોળ,
ઘરશુ તરૂણી નિર્મળ ચિત, ગૌત્તમ નામે પુત્ર વિનીત.
ગૌત્તમ ઉગ્યો અવિચળ ભાણ, ગૌત્તમ નામ જપો જગજાણ,
મોટા મંદીર મેરૂ સમાન, ગૌત્તમ નામે સફળ વિહાણ.
ધર્મ આગળ ઘોડાની જોડ, વારૂ પોંચે વાંછીત કોડ,
મયલા માને મોટા રાય, જો તુઠે ગૌત્તમના પાય.
ગૌત્તમ પ્રણુમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે,
ગૌત્તમ નામે નીર્મળ જ્ઞાન, ગૌત્તમ નામે વાધે વાન.
પૂણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌત્તમના ગુણ છે બહુ,
કહે વાલણ શમે કરજોડ, ગૌત્તમ તુઠે સંપત કોડ.

(૯)

હાંરે વિમળાચળવાસી મારા વાલા, સેવકને વીસારો નહી;
જળ વીણ મીન દુઃખ પામે અતી, જીનંદજી આપ જાણો સહી.
દુઃખ હરનાર ભવીજન પ્યારા શરણું હું મહારાજ,
ચાર ચોર કેડે મુજ પડીઆ પુન્ય રતનને કાજ
સેવકને વી.

પાપી ચંડાલો પકડી મુજ માલ હરી લેનાર,
પ્રભુજી જો મુજ વારે આવો તો હું ઉગરનાર
સેવકને વી.

જન્મ મરણના દુઃખ વેઠયાં બહુ પણ નવ આવ્યો પાર,
તે દુઃખને દુર કરવા કારણ આવ્યો છું તમ દરબાર
સેવકને વી.

વીનંતી ઉર ધરી નેહ નજર કરી સેવકની કરો સાય,
કૃપા તણા હે સિંધુ તમ વીણ કોણ ઉતારે પાર
સેવકને વી.

ભવદુઃખભંજન ભગવંત કરો મમ કઠણ કરમનો નાશ,
પદ પંકજ ચાહે પ્રાણ મધુકર પુરો મનની આશ
સેવકને વી.

(૧૦)

એક દીન પુંડરીક ગણધરૂ હો લાલ,
પુછે શ્રી આદીજીણંદ સુખકારીરે;
કહીએ તે ભવજળ તારવારે લાલ,
પામીશ પરમાનંદ ભવવારીરે—એક દીન પુંડરીક૦
કહે જીન એણી ગીરી પામશોરે લાલ,
જ્ઞાન અને નીરવાણ જયકારીરે;
તિરથ મહીમા વાધશેરે લાલ,

અધીક અધીક મંડાણુ નીરધારીરે—એક દીન પુંડરીક૦
એમની સુણીને ત્યાં આવીઆરે લાલ,
ઘાતી કરમ કર્યાં દુર તમ વારીરે;
પંચ ક્રોડ મુની પરવર્યારે લાલ,
હુઆ શીધ્ધી હજુર ભવભારીરે—એક દીન પુંડરીક૦
ચૈત્રી પુનેમ દીન કીજેરે લાલ પુંજા વીવીધ પ્રકાર દીલધારીરે.

(૧૧)

જયકારીરે જીનરાજ સદા જયકારી,
શીવશંકર જગદીશ ચિદાનંદ, જ્યોતી સ્વરૂપ ઉર ધારી,
હરીલાલા જ્યોતી સ્વરૂપ ઉર ધારી.
અલેક નીરંજન વીતરાગ તમો, સકળ જંતુ હીતકારી,
પ્રભુ તમે કરૂણાધારી. જીનરાજ સદા જયકારી.
અનંત ગુણગણુ સાહેબ જીરાજી શાસનકો સરદારી,
હરીહરી લાલા શાસનકો સરદારી.
સુર નર મુનીજન ધ્યાન ધરત નીત વીર પ્રભુ ઉપકારી,
જાકો ગૌત્તમ ગણધારી. જીનરાજ સદા જયકારી.
ઓગણીશે પાંચ માઘ સુદ પંચમી સોમવાર સુખકારી,
હરી હરી લાલ સોમવાર સુખકારી.
જખઉ બંદર સંગ મીલત બહુ ચ્રોછવ હુઓ ઉધારી,
થાપના લઇ મનોહારી. જીનરાજ સદા જયકારી.
ભાવ સહીત કરે પુંજન વંદન જીઉં પામે ભવપારી,

હરી હરી લાલા છઉં પામે ભવપારી.
એ ભવ સરખા વરખી યશ કીરતી દીન સકળ મનોહારી,
વીનય કહે જીન સુખકારી. જીનરાજ સદા જયકારી.

( ૧૨ )

મારા આદેસર દયાલ તમને વંદુ વાર હજાર,
જાવું દહેરે દરશન કરવા પ્રભુજીને દરબાર;
ભાગ હમારા હુરજ કરજો પામું ભવનો પાર,

મારા આદેશર૦

દહેરે જઇને ભાવના ભાવું પુલ ચડાવું સાર,
સાથીઓ પુરી કરૂં આરતી આંગી રચાઉં સાર;

મારા આદેશર૦

સીધ્ધાચળ શીખરે આપ બીરાજો મુરતી મોહનગાર,
રાયણ રૂપે સમોસરા સ્વામી પુરવ નવાણું વાર;

મારા આદેશર૦

ભવસાગરથી તારો મુજને તું છે તારણહાર,
બાંહે હમારી ગ્રહી પ્રભુજી આ ભવપાર ઉતાર;

મારા આદેશર૦

નાભીરાજાનો નંદન નીરખી ખુશી થયો હું સાર,
ભાવ ધરીને અરજ કરૂં છું માની લેજો મહારાજ;

મારા આદેશર૦

સિધ્ધાવિજયના શીષ્ય કહીએ રિધ્ધાવિજય મહારાજ,
સ્તવન જોડીને અરજ કરૂં છું માની લેજો મહારાજ;
મારા આદેશર દયાલ૦

(૧૩)

આદેશ્વર દાદા આપ બીરાજો સિદ્ધાચળ શીખરે,
પુંડરીક પ્રભુ શામું નીરખું રે માહરી નજરે;
હું આવ્યો છું શરણ તમારે તમે છો તારણહાર,
આપ તણો દેદાર નીહાળી ખુશી થયો હું અપાર;
આદેશ્વર દાદા૦

રાયણ નીચે પ્રભુજીનાં પગલાં પુંજીને પાવન થાઉં,
પાપ હમારા દુરજ કરવા સુરજ કુંડમાં નાઉં;
આદેશ્વર દાદા૦

નાભીરાજાનો નંદન જાણું મરૂદેવાજી માત,
માત તાત તું બાંધવ મારો આ ભવ પાર ઉતાર;
આદેશ્વર દાદા૦

ચતુર વિજયજી સાધની અરજી આપ રૂદેમાં ધરજો,
વિનતી હમારી ચીતમાં ધારી, માફ હમોને કરજો;
આદેશ્વર દાદા૦

(૧૪)

આદી તે અરીહંત અમ ઘેર આવોરે,
મારા સ્યામ સલુણા નેમ દિલમાં ભાવોરે;

સોમવારે શિયળ નીરમળ પાળોરે,
પાંચે ઈંદ્રીના મદ્દ તપ કરી ગાળોરે.
મંગળવારે મન સ્થીર કરી રાખોરે,
આઠે કરમના બંધ તોડી નાંખોરે.
બુધવારે બુધે ઉત્તમ નરનારીરે,
આ સુણો પ્રભુની વાણી શીવ સુખકારીરે.
બેસપતવારે ભેખડીઓ સોભાગીરે,
કાંઈ કરો ધરમના કાજ સંસાર ત્યાગીરે.
શુકરવારે શુભ કરણી કરીએરે,
કંઈ દીને સુપાત્રને દાન દયા મન ધરીએરે.
શનીશરવારે ક્ષેણુ આવ્યું ગાતેરે,
ભર જોબનના પુર તારે માતેરે.
આઠે વાર પુરા મન રંગેરે,
ગુરૂ હોણુનું ચોમાસુ રહો મુજ સંગેરે.

(૧૫)

પ્રભુ હે તું મને જગતથી આ તારી,—
રીખવ દેવ મહારાજ જયકારી.
મરૂદેવી માતા, નાભીરાજા તાત,
નમીએ તમને બે જોડીને હાથ—પ્રભુ હે તું૦
મુજ રંકને પ્રભુ આધાર તારો, તુંજ માત, તાત,
બંધવ મારો—પ્રભુ હે તું૦

હું રંક ચાકર સેવક છું પ્રાણી, મને તારો દયા
દીલ આણી—પ્રભુ હે તું૦
જૈન જ્ઞાનવર્ધક મંડળી નમે, હમે સેવક પ્રભુ
સત્યદેવ તમે—પ્રભુ હે તું૦

(૧૬)

રીખવજીરે અરજ કરૂં તે સ્વીકારો, મને આસરો છે પ્રભુ તારો,
સુખકારીરે શીવપુર મારગ સારો, મને આસરો છે પ્રભુ તારો.
મને આ ભવમાંથી તારોરે, હવે નથી બીજો ઓવારોરે,
પૂન્યવંતારે પૂનનાં દ્વારો ઉઘાડો, મુને આસરો છે પ્રભુ તારો.
મારા પાપ તમે નીવારોરે, જ્ઞાનવર્ધક મંડળી તારોરે,
જગદ્દાતારે જૈન ધર્મ છે સારો, મને આસરો છે પ્રભુ તારો.



# તત્વજ્ઞાન "માંથી"

મહાત્મા થવું હોય તો ઉપકાર બુદ્ધિ રાખ સત્પુરૂષના સમાગમમાં રહો. આહાર વિહારાદિમાં અલુબ્ધ અને નિયમિત રહો: સત્શાસ્ત્રનું મનન કરો. ઊંચી શ્રેણી-લક્ષ રાખો.

(શ્રીમદ્ રાજચંદ્ર)

ભાગ્યશાળી હો તો તેના આનંદમાં બીજાને ભાગ્યશાળી કરજે, પરંતુ દુર્ભાગ્યશાળી હો તો અન્યનું બુરૂં કરતા રોકાઇ. આજના દિવસમાં પ્રવેશ કરજે.

(શ્રીમદ્ રાજચંદ્ર)

કંઈ પરોપકાર, દાન લાભ કે અન્યનું હિત કરીને આવ્યો હો તો આનંદ માની, નિરાભિમાની રહે.

(શ્રીમદ્ રાજચંદ્ર)

કોઇને અંતઃકરણ આપશો નહીં, આપો તેનાથી ભિન્નતા રાખશો નહીં: ભિન્નતા રાખો ત્યાં અંતઃકરણ આપ્યું તે ન આપ્યા સમાન છે.

(શ્રીમદ્ રાજચંદ્ર-વચનામૃત)